નવીન અતિ મનોહર

# ગઢેચી રચનાઈ.

રચનાર.


**સુતાર. નથુ ગોબર ભાવનગર.**


છપાવનાર

**મીસ્ત્રી. છગન પરસોત્તમ.**

દોહરો.

લેવા સરખો લાભ છે, રૂ વિંટયું રતન;
જાશે તક તો નહિ મળે, પછી પરતાશો મન.
ગઢેચી રચનાઈની, ખરી બનાવી ખાજ;
બિન વાંચે નહિ ફેંકતા, ધર્મ ધુરવીતાજ.

---


પ્રત ૧૦૦૦

અમદાવાદ. યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ.

સંવત ૧૯૫૩. સન ૧૮૯૭.


---

કીમત ૧ આનો.

નવીન અતિ મનોહર

# ગઢેચી રચનાઈ.



રચનાર.

## સુતાર. નથુ ગોબર ભાવનગર.

છપાવનાર

## મીસ્ત્રી. છગન પરસોત્તમ.

દોહરો.

લેવા સરખો લાભ છે. રૂ વિંટ્યું રતન;
જાશે તક તો નહિ મળે, પછી પસ્તાશો મન.
ગઢેચી રચનાઈની, ખરી બનાવી ખાજ;
બિન વાંચે નહ ફેંકતા, ધર્મ ધુરવીતાજ.

---

પ્રત ૧૦૦૦

અમદાવાદ. યૂનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ.

સંવત ૧૯૫૩. સન ૧૮૯૭.

કીમત ૧ આનો.

# મેહેર બાન જરા નીચે તો વાંચો.

## વેડંબર સાહેબની હજુરમાં.

મીસ્ત્રી દામજીભાઈ ફર્સ્ટ કલાસ તથા રીપેર કામાના ચલાવનાર ૧૯.
મીસ્ત્રી કાનજીભાઈ કરાઈ ખાતું કવરકોટ આદિ સર્વે કામના જોનાર.
રા. રા. વસગામ બાપુ હુકમના ચલાવનાર માલિક
રા. રા. શેઠ માણેકજી મોટા ઈજનેર સરવે કામના માહિતગાર
રા. રા. રંપુમાસ્તર કાચની માફક રંગનું રૂપ લાવનાર.
મીસ્ત્રી સંકર લુવાર સંબંધી સર્વે કામના ચલાવનાર.

મીસ્ત્રી ત્રીકમલાલ તથા મીસ્ત્રી મીઠા ઝવેર અસલ. એ સર્વે મેહેરબાન સાથે અતિ આનંદથી પંજો મીલાવું છું જેથી ઘણોજ પ્રેમ ધારશો એવી આશા રાખુંછું.



આ પૂસ્તક ઉપર લખેલા સર્વે મીસ્ત્રીની પવિત્ર સેવામાં અરપણ પત્રીકા આપેલું છે.

લખીતંગ સુતાર નથુ ગોબર. ભાવનગર
ઠે० લાતી પાસે દાસની મેડી
અમદાવાદ. ઠે० રાયપુરનો દરવાજો. ખાટકણ પોળ

# અઢેચી રચનાઈ.

## ઈશ્વર પ્રાર્થના રાગ ઇંગ્રેજી.

રહીએ કમળથી મહારાજ વંદન કરીએ વારંવાર
ક્રિપા કરી અમ બાળક ઉપર સેવકોની તમે રાખો લાજ
સંખ્યા કહી શકે ન કોઈ બ્રહ્મ આદે સૌ રહ્યું છે મોહી
સર્વે વ્યાપીક છો તમે નાથ આપ કળાનો ન આવે પાર
અંતરજામી અવિચળ નામી અખંડ આપ રહો આધાર
સત્ય વીજે સરવોતમ ગાર પદ કમળ પૂંજુ દેદાર
અનેક ઝાડ પહાડ તાડ સૃષ્ટીના રચાવનાર
તમ થકી એ સર્વે શોભે ઉપયોગી લીલા અપાર
પાંડવની કીધી પ્રતીપાળ દ્રુપદીની તમે રાખી લાજ
નોર વધારી હીરણ્યાકંશ માર્યો પેલાદની કેવા કીધી વાર
ભક્તજનોની કીરપા કાજ પ્રજાપતીની લીધી સંભાળ
નીભાડામાંથી બચાવ્યા સ્વામી એક નિષ્ટા મંજારીબાળ
એવા છો અંતર જામી પ્રભુ આપ ગુણનો ન આવે પાર
સત્યના બેલી છો મહારાજ વખાણું વિશ્વ ધરી વહાલ
દુષ્ટજનોથી કરી સંગાર સર્વ દૈવના રક્ષણહાર
જીવજંતુને જાળવનાર અભયપદ આપો કીરતાર

---

# કર્તાની સ્તુતી.

(સુણો સખી દુઃખ છે દરીયો.)

નમુનાથ હરનીશધરાથા ચીત ધરી એક ધ્યાને
મહામુનીશ્વર રટેનામ સુણી સવર વાગે કાને
અતી મન બચી ગયું રામનામ ભજવાથી ચીત રાજી રહ્યું
સેવો અહોનિશ વિશ્વપતીને ચરણકમળ સુવાયા
સબ તીરથ મન એક પ્રમાણો સહસ્ત્ર ગંગ શું નાયા—અતી
ગ્રંથ કરૂં તમ કીરપાનાધા આપ સંયોગતા જામી
આપો અક્ષર બોધ સેવકપર ધરે ન જનકો ખામી—અતી

---

( રાગ–જોડો તમે ન જોઈ માડી એ રાહ. )

ગડેચી રચના બહુભારી—એ
બાગ બગીચા સુદીર મનહર છે આનંદકારી
ગેટપર ખડા ચોકી રહેતાં—એ
અવ-જનકો આવે એકદમ લપડાકે દેતાં
સાહેબનાં હુકમને મળતાં—એ
ખરા અટકી જન સૌ દેખો એક વચન પળતાં
ટેમપર ટીકીટ હાજીસ બોલે—એ
ઘણા લોક શું નબર આપતાં માસ્તર નહિ ભુલે
ઘરાશું ઘરણી રહી ગાજી—એ
સુવાર ચોકમા મેસનપરના જુક્તિ છે તાઝી

ઘણુનાં ઘા પડે ભારી—એ
લોખંડ કાપે વજર કાપણે—ગજવી કરનારી
સરાણુ છે સુખ તણી દાતા—એ
પડી મેળવે ખાંડ લોક બહુ દોડીને જાતાં
ઘનબુનો કુકો બહુ ચાલે—એ
ધાર્યું બનાવે કામ-લુવારો મમતાથી માણે
મીસ્ત્રી શંકર શુજધારી—એ
ખરી નજરનો ખ્યાલ બતાવે બહાદુરી ભારી
ખરી છે કામની ચોકાશી—એ
દેખી દીલ ખુશ થાય અતી મન આનંદ સુખી શશી
બંધાણી બાયલર શું પ્રીતી—એ
જીભાધયોરે આગ આપતો સદાય આહુતી
મેઘ શું ગાજે છે ભારી—એ
મેસન ઠારોઠાર ખડા છે કામ તણા કારી
વાજમાં સકર સહુ ફરતાં—એ
કહ્યું ન શુણે કાન અતીશે સુસવાટા કરતાં
લેટપર લોખંડ થાય સીધું—એ
ભાગ્યશાળી જન મેસન પરનાં ઈંદ્ર સુખ લીધું
ફીટર ચોક રહ્યો ગાજી—એ
અનેક જાતનાં બને બનાવો જુક્તિ છે ઝાઝી
ઈજનેર માણેકજી પ્યારા—એ
ખરા કસબની ખાણુ બનાવે હુનર સહુ ન્યારા

બીડના લોખંડ બહુ ગાજે—એ
જુદે જુદાં પ્રાંત પરોથી ઢાળકીઓ પાડે
વૃગચોક જોતાં દીલ ડરે.—એ
ઇંનજીનો હુંકાહુંક અતીશે હુંકાશ કરે
વીશલનો ઘડીએ નહિ વારો—એ
દોડ દોડ ચલાવે હાડી–હથ્યપુર હાર્યો
ઇંન્જીનો અવલોકન કરતાં—એ
કુવા પાંચના હુક પરોથી આંખુ ફેરવતાં
સપરમાં લકડ લાટ ભરીયો—એ
નાના મોટા નંગ મેળવી અતી ગંજ કરીયો
વીના ચીઠી કોજન જાવે—એ
ખરો બતાવે રોફ નિરાશી થઈ પાછો આવે
જોઇતાં ભરી ફુટ માપે—
પડી કોઠીરી સાપ લાકડા લખ્યા સર આપે
પરોહીતજ વેર પ્રેમ હારી—એ
મળી માતંગા સંગ–મેળવી અતી રીત ન્યારી
મુકાદમ ગોપો ગયો નાશી—એ
અસલ નોકરી આપી હીરના હાથ પડી પાછી
મુકાદમ હીશે હુલાસી—એ
સાહેબને મન માન્યો જુનો નોકર અવતારી
લેનમાં ઝપકું બહુ દેતાં—એ
કવર કોટ વાધીનો વિલને મેલે છે રડતાં

ખલાસી કામ તણાં કારી—એ
અણુધાર્યું આપે કામ અતી મન વિશધારી
રંગારી ખાતા પરવારી—એ
કેવા સુંદીર રંગ બનાવે-અતી સુખકારી
જણાવે ખરેખાત ખુબી—એ
રંગ તેજ રસાળ રૂપની પ્રતીબિંબ સુબી
હુનરો કરતાં હુમરો—એ
૨૫ માસ્તર થકી બને સહુ ઠાઠ સમય ભારી
બનાવે અક્ષર બહુ આખા—એ
છાપેલા સમાન ઈંગ્રેજીપર અભીલાખા
વશરામ બાપુનિવાશી—એ
લખે હજારો લંક ફરે નહિ કલમ કદી પાછી
ખણું માંટી કીટ નંબર લેતાં—એ
મોરનીંગ રોજ લખી કામનાં સાહેબને દેતાં
કામની ખરી રીત દાખે—એ
ગણે સુર્ય સમાન જનોપર અતી પ્રેમ રાખે
સુહાગી ચોરો સુખ ચાહતા-એ
અસલ વિસામો એજ ખરો-જન હર્ષીત બહુ થાતાં
કાઈ ખાતાની ફુલ ન્યારી—એ
મલબારી મોટા બિંબ પલકનાં નાંખે પરજાળી
મેસનપર મઠેરાઈ દાડી—એ
સીંસુડા સમ રાગ સુરની અસલ ટેવ પાડી

તણીથી કામ બને ભારો—એ
વાંક ચુંક સીદ્ધાઈ કામમાં છે તે સુતારી
ખાપીયું ખાપે છે કેવું—એ
છેદ નીગીરમઠ સાથ જોડલું છે જોવા જેવું
બડો ભાઈ માલીક છે મોટાં—એ
ચાંપી પગ ચલાવે મેસનપરનાં બે જોટાં
મીસ્ત્રી કાનજી શીર શોવે—એ
દેખરેખમાં ખરા ચોકાશી સુંદીરતા શોવે
બની છે શોભા બહુ ન્યારી—એ
દેખી દીલ ખુશ થાય-ગઢેચી પ્રેમ સમ પ્યારી
ડાઠ છે જોવાનો સારો—એ
પાર ન પામે વરણુવતાં સૌ હુનર છે ન્યારો
ચોયગમ શોભે ફુલવાડી—એ
પ્રેમ સહીત પધારે ફરવા સાહેબજી દાડી
તપાસે કામ ધીરધારી—એ
હુકમને આધીન રહે સૌ માનઇશ યારી
કીર્તિ અતી ઘણી જામી—એ
કરે અનુચીત કામ જરા નહિ જોવામાં ખામી
દામજી મીસ્તર બલહારી—એ
શુંદર કામ ચલાવે જે છે અતી પ્રેમહારી
ઉત્તમ કામ સદા કરતા—એ
એક નિષ્ટા ખરી નોકરી નીતી આચરતા

એના પર ઈશ ક્રિપા કરજો—બે
કરજોડીને કહે નથુ શીર વિધન સહુ હરજો

## મીસ્ત્રી દામજીભાઈની નિર્મળતા તેમજ સદગતી વિષે

### ( કવિત. )

### (ચાલ ટુંકડી ભાશા ઊરદુ.)

પ્રેમી સંગે પ્યાર કીયો, મીથ્યા બોલ ઊર લીયો;
શત્રુ સેં ઉપકાર કીયો નીતી સંગે નાયો હે
ભેદ કુભ જાવ લીયો, કુડો કોલ સસ કીયો;
ગુણીકો અહાગ સુરો, ધર્મપર ધાયો હે.
નીતીપર નુર રહ્યો, સબી મુખ એક ભયો;
ગરીબકુ ગુજાર લીયો, બખત બજાયો હે.
સતમે સુહાય કીયો, સદગુણી સાતાથીઓ;
એકાસુરી થઈ રહ્યો, અતીમન માથો હે.
કહે કવિ સુખ સગો, સખેપે વિસ્તાર કીયો;
ખરો ટેકી યારો મેને, મનસે પીછાયો હે.
ગુણુકાસર ઉર લીયો, પ્રીતીસે પ્રકાશ કીયો;
મીસ્ત્રી દામજીકો મેને, પુરણુ જશ ગાયો હે.

## (રાસડો) પુનમચંદની એ રાહ.

સેલુણ ચંદ્રમાં સંતુલી સંદુકાર છેરે જોતાં જુગતીયું
મન હરખાય.

કેવી કળાયો બતાવી સુંદીર કામનીરે;
જળહર જોત જળકી રહી, તેજ તણો નહિ પાર.
રૂપે રવિ સરી ખડી છે, અતી સુખ નિવાજ;
સોના રૂપાથી રચેલું રૂડું કામ છે રે, ઝુમર હાંડીયો ગલાસો
પરનીહાર—કેવી

સોના સીંહાસન ધરી, બેઠક વિધવીધ ભાત;
રંગીન કામસર ઓપથી. જણુવી જુદી જાત.
નાવે દુજીકો સેલુંણુ તારા તુલનીરે, જેમાં બિરાજે તખ્તસીહ
મહારાજ—કેવી.

સુદીર મનહર શોભીતી, ભીતીઓ ઠામોઠામ;
ધડીયાળો ધટકી રહી છે, અતી પ્રેમ વિરામ.
રૂડાં રસોડાં વિશાળ, ભોજનશાળનાંરે આજુબાજુ હુલંબીનાં
કાચ—કેવી.

મીણાકારી મન વસી છે, લુણુ સુજન હાર;
જાહેર તુ જગમાં થઈ, સુર્ય સમ સીરતાજ.
રંગ રસીકમણી સમ તુલનીરે, રૂડી રચનાઓ વર્ણવી ન
જાય—કેવી.

(મધુર સ્વર ક્યાંથી આ સંભળાય એ રાગ).

દેખી દીલ હરખાય, અતી મન દેખી દીલ હરખાય;
લીલમ વૃક્ષો શોભી રહ્યાં છે, મદમદ વાયુ વાય. અતી,
છે ઠાઠ ન્યારો અતી મન પ્યારો, જોતાં આનંદ થાય; અતી.
તેજસ્વીરંગ કરણો કરે છે, શોભા કહી નવ જાય. અતી.
બાગબગીચા સુંદર મનહર, સુધીવંત સુખદાય અતી.
હજારી કુનર બેન અહોનીશ, ગઢેચી સરની માંય. અતી.

---

## રાગ બનજારો.

ગઢેચી ગત કહી નવ જાઈ, દેખી આનંદ ઉર સવાઈ;
શોભા ઇંદ્રપુરીશું દેખો, ખરો ખ્યાલ અતીમન પેખો.
નથી લેશ માત્ર લઘુતાઈ, દેખી
સેકીન ફર્સ્ટ તણા ધરનારા જે છે એકએકથી ન્યારા.
ન આવે કામ તણી સંખ્યાય, દેખી;
રંગ ઉમંગશું ભરતા રંગારા, લાવે ઠાઠ તેજના ન્યારા
અતી કામ વીશે ફરમાઈ, દેખી.
ડારોઠાર નળ કરાવ્યાં, પાણી અમૃત સરખું લાવ્યાં;
પીયે જન સુખીયાં થાય, દેખા.
કંચન ઝાડ રહ્યા છે ઝૂલી; વન કળીઓ રહી છે ફુલી;
બેસે પંખી સુખીઆં થાઇ, દેખી०
ચંપો ચંબેલી મોગરો મેહેંકે, જેમાં લીલી લતાઓ લેહેકે;

સાચાં સુગંધી ફુલ ફુલાઇ દેખો૦
જાઇ જુઇ જુવંતી શોભે, ગુલાબ કેતકી પર મન લોભે;
ફળ ફુલ રહ્યાં પથરાઇ, દેખો૦
મોટાં વૃક્ષ રહ્યાં છે ઝુલી, મહામાતંગ છે અમુલી;
વનસ્પતિ વર્ણવી ન જાઇ. દેખો૦

---

**મીસ્ત્રી કાનજીભાઇનો અતિ રમુજ ભરેલો. ( કવીત. )**

ખાસી નીતી ખાસી પ્રીતી ખાશી રીતી ધારી છે;
સત નીતી સાચી વાણી અંતરમાં ઉતારી છે;
વીવેકી વખાણું જાણું જુગતી સદભાવ સારો;
અતી મન ધારી ધારી ધીમર વીસારી છે.
વખત ચલાવી સદા સુખને સધાવી લીધું;
મહામતી દૃઢ કરી દુખ તેની વારી દીધું;
કાનજી સું કરી દૃઢ સાહેબથી માન થયું;
કહે કવી નથુ સુખ સપને ન જાય કહ્યું,

---

## સર્વે ઝાડ વિશે વર્ણન.

### સોરઠા.

બાવળ એ બાવળ અકોડ ઝાત, પરડા પાણી ગ્રહણ કરે;
પાશે પસોબ્યો કાલ, બકરાં પાસે ટળવળે.

ચીતગ એ શીતળ દેખી છાંય, અનેક જન આવી ઠરે;
પણ સુળાએ સુળા વાગે સોય, પ્રીતી વખનમી કરે.
લીંબડીએ લીબડીઓની લેન, લીલમ છત્રી શીરધરે;
ઠંડીએ ઠંડી છુટે લેર, આખો દી અમૃત ઝરે.
કડવીએ કડવી જાતે કોઈ, પણ મીઠમ મનમાં ઉપજે;
જોતાં એ જોતાં આનંદ થાય, અધીક પ્રેમ સીર ધરે.
ગઢેચી એ ગઢેચી ગુણની વાસ, જોતાં આનંદ ઉર ઠરે;
ખરાએ ખરા કસબની ખાણ, અનેક જન સૌ ઓધરે.
વીધવીધ એ વીધવીધનનાં ઝાડ, જોતાં પાર પામે નહી;
જુદે એ જુદે જુદી જાત, સુંદીરતા શોભી રહી.
કરવા એ કરવાને વરણાવ, તુલના ન આવે તાડની;
વલુધીએ લલુધી ચોગમ છાંય, છપ્પન ધાતુ ઝાડની.



## સુતાર સંબંધી હથિયારનું વર્ણન.

**ગજ.** (કેરબો રાગ)

ગજની ન્યારી ગતિરે, જેનું જગમાં મહાતમ છે;
જેનું જગમાં મહાતમ છે, દયાળુ દીલમાં ધારી લે.—ગજ.
થુલ બાંધવું જબરૂં જ્યારે, પ્રથમ તેનું કામ;
વિશ્વકર્મા આદે ચાલે, ઉત્તમ ગજનું નામ— **ગજ.**
અગ્રેજ પણ એને માને, શુદ્ધ ડગની માપ;
રતિભાર નહિ રાખે છાનું, ગરબે મગજનું માપ— **ગજ.**

કારીગરનું મહાતમ રાખે, સુખ કહ્યું નવ જાય;
ગ્રહસ્થ જનો કોઈ કરે મુકામો, ગજની પૂજા થાય— ગજ.
મીસ્ત્રીઓનું માન વધારે, અંત સુધારે ગજ;
કામતણો આધાર ખરો છે, ધારો ધણી એ ધજ— ગજ.

## ફરશી. ( રાગ ઉપરનો. )

ફરશી વિલાયતીની વાત, દેખો ન્યારી ન્યારી રે;
ન્યારી ન્યારીરે લાગે, જોતાં પ્યારીરે— ફરશી.
મચ્છી છાપને તાડી એનો, જગમાં બોલી જે;
કારીગર સૌ મોહ્યા તેને, જોઈ ઝપાટે લે— ફરશી
શુદ્ધ ધસાને ઠીક ચલાવે, ધાર્યું આપે કામ;
જબરા સાથે જોર ખંકવા, ચીત્તમાં ધારે હામ— ફરશી.
પ્રીતી દાખે પ્રેમજ સ્થાપે, ઘડનારો સુતાર;
કામ દામ સુખ સાથે કેવળ, ફરશીનો આધાર— ફરશી.

## રંધો—(રાગ ઉપરનો)

રંધો ચાલ જુઓ શ્રીકાર, શું સુસવાટો કરેરે;
સુસવાટો કરેરે, મુખેથી ફોફાં ઝરેરે— રંધો.
એક સેલારે સરખે હાથે. સરખો ચાલ્યો જાય;
પોચે હાથે ભાર પડે તો, ઘડીઓ ધોબા થાય— રંધો.
પોણીબેની ફાંસ પડે તો, અટકે નહિ જરાય;
સાગ ઝપાટે સુરોપુરો, ફોફાંના ગંજ થાય— રંધો.
ઝીણો કવરે બઝવી પાનું, રૂપ કામનું થાય;
અંત પ્રેમથી ઓલવીએ તો, કાચ કળ્યો નવ જાય— રંધો.

અદ્ભુત પાણી જોવું જગમાં, તાડી છાપે સોય;
વિના વ્યર્થ નવ ખરચો નાણાં, ખરા ખલકમાં ખોય— રંધા.
ફાડ સીંગડી બેઠે ઘાટે, ભાવ ઘણી વખણાય;
ઘોસરીએ લઈ ધક્કો આપે, અગ પલોટી જાય— રંધા.

**કરવતી—કાનસ** (રાગ ઉપરનો)

કરવતી કાનસ કહિએરે, સુખ જેનાથી લહિએરે;
સુખ જેનાથી લહિએરે, પ્રેમસું પ્રીતિ ચાહિએરે— કરવતી.
મોટાં મોટાં બીંબ પાટડા, પળમાં નાંખે છેદી;
સુઘ કરીને ચોટે જાણો, કારજડામાં ભેદી— કરવતી.
કામ સંબંધી કરે મુકામો, પ્રથમ તેનું કામ;
અધ ઘડી જો અળગી મૂકો, હારી બેસો હામ— કરવતી.
વેઢ વાંકડા લંકબ્યો હાથો, ગાડીનો દેખાવ;
પ્રીત કરી પરચાવો જેથી, જન બહુ સુખીયા થાવ—કરવતી.

**કાટખૂણો સાથે રેગ** (રાગ ઉપરનો)

કાટખૂણાની કહિએ પેર, સુણતાં થાશે લીલા લેહેર;
સુણતાં થાશે લીલાલેર, અંગમાં ઉલટશે બહુ મે'ર—કાટખૂણા.
પીતળ પાંખ જડેલી પટીઓ, રૂપતણો અંબાર;
રેગ સંગાથે રેગવનારી, નાવે ગુણનો પાર— કાટખૂણો.
રતિભાર નહિ રાંટા જેને, માને છે સરકાર;
કાટખૂણાથી કામ થયેલું, ઉતારી દે પાર— કાટખૂણા.

## કેરબો.

ગરમી કરમીનો છે છોડ, જોતાં દીલ ઠરેરે;
જોતાં દીલ ઠરેરે સીધો ખસરો કરેરે—ગરમી.
વાંક ચુક સીધાય કામમાં સીધે સીધી જાય;
જે પરમાણે અજવો તેથી ઉપરવટનો થાય—ગરમી.
ફુટ ઇંચને દોરે મળતી જીણીઆરો જે;
અંધ તણી ખરે આંખું સમજે ખરી નીશાની તે—ગરમી.
બેહા ઘાટે બહુ શોભીતી ડાંડલીયોની જોડ;
ફાડ ફાચરી પાકી જેમા ન મળે ખાંપણ ખોડ—ગરમી.

